# જાહેર ખબર.

( સનાતની, ધર્મચુસ્ત, ભાઇઓને, વિનંતી કે )

સર્વે શ્રીમંન્ત, સદગૃહસ્થોને, આ વિજ્ઞપ્તિ પત્રથી. ખબર આપુછું કે કડીપ્રાંત, તાલુકે મહેસાણાથી, પશ્ચિમે પાંચ ગાઉ ઉપર, દેવીપુરા નામે ગામ છે. તેની પુર્વ તરફ તલાવ છે, તેના ઉપર પ્રાચિન, શ્રી અંબાજી માતાજીનું, પ્રસિદ્ધ સ્થાન છે. તે ઘણું પ્રાચીન હોવાથી. ઘણુંજ જીર્ણ બની ગયુ છે. ને ત્યાં અહરનીશ,–આવનાર દેવી ભક્તો ને બહુજ રહેવા કે વિશ્રાન્તી લેવાની અડચણ પડે છે તેથી ત્યાં તદન નવુંજ તમામ સગવડવાળુ,–ધર્મશાળા આગે મજબુત કામ કરવા અમારો વિચાર. શ્રીજીની કૃપાથી થએલો છે. તો તેમા રકમ રોકવાની જરૂર છે. તો તે કામ શ્રી જગદંબાના પરમ પ્રેમી ભક્તોની મદદથી તથા શ્રીમાતા-ના આશ્રયથી કામ કરવું છે. તો સર્વ દેવી ભક્તોને મારી વિનંતી, એટલીજ છે કે, આપને જે બુદ્ધી શ્રીજીએ આપેલી હોય તે બુદ્ધીએ કરી શ્રી જગદંમ્બાના સ્થાન નીમીત્તે આ કામમાં કાંઈ પણ દ્રવ્ય અર્પણ કરવુ. તે તમારી ફરજ છે. આ સ્થાન ઘણુંજ ચમત્કારી તથા ઘણા ભક્તોના કામ કાર્ય થએલાં છે. તે વાત અનુભવ સીધ્ધ છે. અને તે સંબંધી ઘણા દાખલા અમે જોએલા છે. તો આપનાથી જે મદદ બને તે શ્રીજીને અર્પણ કરી પ્રાર્થના કરવી. અમારા તરફથી " શ્રી અંબીકા રસીક ગરબાવળી " તૈયાર છે. કિંમત ૦–૨–૦. દેવી ભક્ત મેનેજર,

**દવે ગંભાસંકર અંબાસંકર મુ. દેવીપુરા**

**વતન મીઠા. પોસ્ટ બલોલ.**



# "ગુરૂ વચન ગ્રંથાવલી."

કર્ત્તા તથા પ્રસિદ્ધ કર્ત્તા.


## સ્વામીજી મહાદેવપુરીજી રામપુરીજી.

મુ. ખારા અખાડો પોસ્ટ બલોલ.


---


આવૃત્તિ ૧ પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૫. સને ૧૯૧૯.

---

શ્રી 'સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપી–પાંચ કુવા નવા દરવાજા–અમદાવાદ.

---

કિંમત રૂ. ૦-૪-૦.

ૐ

# અર્પણ પત્રિકા.

પરમ કૃપાળુ શ્રી મહેશ્વરની કરૂણાથી મારી, અલ્પબુદ્ધિ
અનુસારે રચેલું "શ્રી ગુરૂ વચન ગ્રંથાવલી" નામનું
આ પુસ્તક તેજ જગન્નિયંતા સર્વેશ્વર
પરમપૂજ્ય પરમેશ્વર સદાશિવને
સવિનય અને સદ્‌ભાવ પૂર્વક
અર્પણ કરી હું કૃતકૃત્ય
થાઉંછું.

લી. શેવક.

મહંત માહાદેવપુરીજી રામપુરીજી
સ્વામીજી.

મુ. ખારા-અખાડો.

# નિવેદન.

विना धर्म मनुष्याणां, जाय तेन शुभं कचित्
यत्न तो धारयेत्त स्मात् , पुरुषो धर्ममे वहि ॥ १ ॥

વહાલા દસનામી ભાઇઓ આપને પ્રાર્થના કરવામાં આવે છે કે. આપણુ આ સંસાર વિષે ભોળા સંભુએ કૃપા કરી આપણુને રૂડા ધર્મમાં જન્મ આપ્યો. તો આપણો જન્મ કોઇ ખરાબ ધર્મમાં થયો હોતતો આપણે કેટલા બધા મલીન રહેત ? કેટલા બધા નિર્દય થાત ? એવામાંથી બચાવી તેણે આપણુને રૂડા ધર્મમાં મુક્યા છે. એટલુંજ નહિ પણ ઉત્તમ આચરણવાળા સંન્યાસીની પદવી આપી છે. અને જગતના મનુષ્યોને સત્ય રસ્તો બતાવવાને જગતનું હીત કરવાને સરજેલ છે. જો આપણે આપણું કર્તવ્ય કર્મ કરવામાં આળસ રાખીશું તો આપણે પરમકૃપાળુ ઇશ્વરના ગુન્હેગાર ગણાઇશું માટે હે પ્રિય ભાઇઓ ? આ અમૂલ્ય દેહની કદર કરી પરમકૃપાળુ ઇષ્ટ દેવનો ઉપકાર માની આપણું કર્તવ્ય-કર્મ કરવામાં ગમે તેવી વિપત્તિ કે દુઃખ પડેતો, તે સહન કરી ભક્તિ તથા શુદ્ધ ઉપાસના ઉપર લક્ષ રાખવાથી આપણા જીવાત્માનું કલ્યાણ થશે. ધર્મ પાળ્યા વિના જીવાત્માનાં કલ્યાણ થતાં નથી. ખરૂં સુખ ઇશ્વરનું ભજન છે. સુખ દુઃખ આપનાર ઇશ્વર છે. તો જેમ બને તેમ બેઘડી ઇશ્વરનું ભજન કરી સુખનાં સાધન મેળવો.

વળી આવા કલીયુગના વખતમાં બે ઘડી ઇશ્વરનું સ્મરણ કરવાથી. તેનો ઘણો લાભ મળે છે. પરમ કૃપાળુનો એવો હુકમ છે કે "તમો આખો દિવસ ઉદ્યમ કરી. બે ઘડી જો મારૂં સ્મરણ કરશો તો તમરાં કરેલાં પાપ નાશ પામશે."

હવે જ્ઞાતિના હિતખાતર મારે જણાવવું જોઇએ કે દશનામી ગોસ્વામીકોપ શ્રેષ્ટ છતાં પણ તેની ઊન્નતિ ( યા) ઊર્જ્વળતા કાંઇજ દૃષ્ટિગોચર થતી નથી. જુઓને બીજી ન્યાતોનું હિત કેવું સંભળાય છે. તે આપ સર્વે ભાઇઓની જાણમાં હશે. હાલના જમાનામાં આપણી કોમ પાછળ પડતી જાય છે તેનું કારણ આપણા કેટલાક ભાઇઓ અભણ તેમ ધર્મની માહીતી નહિ હોવાથી અને સંત સમાગમ નહિ કરવાથી આપણા ભાઇઓની હાલત સુધરતી નથી, તેમ આપણી કોમમાં ઘણા સર્જનો અને વિદ્વાનો હોવા છતાં આપણા અજ્ઞાન ભાઇઓને સુધારતા પ્રયત્ન કરતા નથી તે ઘણું દીલગીર થવા જેવું છે. કારણ કે આપણા જ્ઞાતિ ભાઇઓના દોષો જોયા કરવા તે સર્જન પુરૂષોને ઘટીત નથી.

श्लोकः—

अस्थिरं जीवनं लोके, अस्थिरं धनयौवने;
अस्थिराः पुत्रदाराश्च, धर्मकीर्ति द्वयस्थिरम्. ॥ १ ॥

આપણા માન્યવંતા મહંતશ્રી ગંગાભારથીજી રામ-

ભારથીજીએ જ્ઞાતિ બંધુઓને ઊંચે દરજ્જે આણુવા સારૂ પોતાની પદરના સેંકડો રૂપીયાનો મોટો ખર્ચ કરી બે ત્રણ વરસ સભાઓ ભરી અને સારા રીતરિવાજો પાળવા સંબંધી ભાષણો આપેલાં. તેમ જ્ઞાતિહીતનાં પુસ્તકો છપાવી બક્ષિસ કર્યા છતાં સારી સ્થીતિમાં આવતા નથી. મહંતશ્રી ગંગાભારથીજી હીમત નહિ હારતાં પોતાનો વિચાર જણાવે છે કે " વરસો વરસ સભાઓ ભરવી અને સારૂં ફંડ કરી સંસ્કૃત પાઠશાળા ખોલવી. " ધન્ય છે આવા સજ્જનોને કે જે માણસો ઊંચ વિચારો વાળા ઉત્સાહી ને જ્ઞાતિહિતાર્થે છે. એવા સજ્જન માંણસોને ધન્યવાદ આપીએ તો કાંઇ ઓછું નથી. આપણા માન્યવંતા મહંતશ્રી જ્ઞાતિબંધુઓને હમેશાં મદદ આપે જાય છે. તે આપ સર્વેના જાણુવામાં છે. તેથી તેમના વિષે કંઈ વધારે કહેવાની જરૂર નથી. માટે આપણે સર્વે ભાઇઓએ આપણા કૃપાળુ મહંતશ્રી ગંગાભારથીજીનો ઊપકાર વિસારીએ તેમ નથી. કારણ કે આવા પવિત્ર નર આ દુનિયામાં થોડાજ હોય છે. તો સર્વે ભાઇઓએ મહંતશ્રીનો મોટો ઊપકાર માનવો જોઇએ પ્રેમી ભાઇઓ તેઓશ્રીની પેઠે આપણે પણ જ્ઞાતિ બંધુઓને હમેશાં યથા શક્તિ મદદ આપવી અને આપણી કોમમાં વિદ્યાનો લાભ અવશ્ય આપવે, તે આપણા સર્વે ભા-

ઇઓની ફરજ છે. કહ્યું છે કેઃ—

विद्या नाम नरस्य रूप मधिकं प्रच्छन्न गुप्तं धनम्,
विद्या भोग करी यशः सुख करी विद्या गुरूणां गुरुः
विद्या बंधुजनो विदेशगमने विद्यापरं दैवतम्
विद्या राज्य सुपूजिता नतु धनं विद्याविहीनः पशुः

**અર્થ**—વિદ્યાજ મનુષ્યનું રૂપ છે. અતિ ગુપ્ત ધન છે. વિદ્યા ભોગ આપનારી છે. વિદ્યા ગુરૂની પણ ગુરૂ છે. વિદ્યા પરદેશમાં ભાઇની પેઠે હીત કરનારી છે. અને દૈવત પણ વિદ્યાજ છે રાજા એ પણ વીદ્યાની પૂજા કરે છે. પણ ધનની પુજા કરતા નથી. માટે વીદ્યા રહિત પુરૂષ પશુ છે.

એઠલા માટે પશુ પણું દૂરકરવા સારૂ વિદ્યા અવશ્ય મેળવવી જોઇએ વળી કહ્યું છે કેઃ—

नचोर चौर्यं नृपतेरसाध्यं, नभ्रातृ भाज्यं नच भारकारि;
व्यये कृते वर्धनमे वनित्यं, विद्याधनः सर्व धनं प्रधानम्.

અર્થઃ—જેને ચોર ચોરી શકતા નથી રાજ્ય હરણ કરતું નથી. ભાઇઓ ભાગ પડતો નથી અને બોજરૂપ થઇ પડતી નથી વૃદ્ધા વસ્થાએ પણ વિદ્યાવૃદ્ધ થતી નથી એવું જે સર્વે ધનમાં શ્રેષ્ટ ધન વિદ્યા દેવી છે.

પ્રિય બંધુઓ ધનની દરકાર નહિ ર.ખતાં તન અને મનથી પોતાની જ્ઞાતિમાં વિદ્યાનો ફેલાવો કરવો. એટલી

મારી નમ્ર વિનંતિ છે. ધનની ત્રણ પ્રકારની ગતિ છે. દાંન, ભોગ, ને નાશ. લોભી લોકો આપતા પણ નથી કે ભોગવતા પણ નથી તેના ધનનો કુદરતી રીતેજ નાશ થાય છે તે જોયા કરવું પણ ધર્મદાન કરવું નહિ એ કરતા વધારે નીચ બીજું કંઈ નથી માટે ભાઇઓ હમેશાં પરોપકારનાં કામો કરવાં આપણે પોતે પવિત્ર થઇએ અને આપણી આજુબાજુનું મંડળ રૂડુ થાય એવી તજવીજ કરો. આપણી જ્ઞાતિમાં અમારા મંડળમાં શ્રી બલોલના રહીશ સ્વામીશ્રી કેવલગીરજી માહા પવિત્ર અને જ્ઞાનિ હોઈ અમારા મંડળને પવિત્ર કર્યું છે. તેથી તેઓશ્રીનો અમો મોટો આભાર માનીએ છીએ. આપણે પણ તેમની પેઠે આચાર વિચાર પાળી પવિત્ર થવું. અને ખોટા રીવાજો દૂર કરવા પ્રયત્ન કરવો એટલી મારી સર્વ બંધુઓને નમ્ર વિનંતી છે. પ્રિય ભાઇઓ મેં કંઈ વેદ શાસ્ત્રનો અભ્યાસ કર્યો નથી તેથી મારા લખાણમાં કંઈ પણ ભુલચૂક આવી હશે તે સુધારી સાર વસ્તુ ગ્રહણ કરી મને આપનો સદાનો આભારી બનાવશોજી એવી આ દાસ પૂર્ણ આશા રાખે છે.



## પ્રસ્તાવના.

આ ગ્રંથમાં જે જે હકીકત દાખલ કરી છે, તે ખાસ દસનામી ભાઇઓના કલ્યાણના અર્થેજ બહાર પાડવામાં આવી છે. સત્યકર્મ વિગેરે વિષયો અલ્પ બુદ્ધિ અનુસાર બહાર પાડયા છે. તો સનાતની ધર્મ ઊપર શ્રદ્ધા રાખી જાગ્રત થઈ બધા દશનામી ભાઇઓ સત્ કર્મની ઊન્નતિ અર્થે તત્પર થશો. અને મૂળ સ્વરૂપ જોવા જાગ્રતીમાં આવી જશો તેમ મારી નમ્ર વિનંતિ છે.

જ્ઞાતિ બંધુઓનું શુભ ઇચ્છવાને તથા જગતના દરેક પ્રાણી શુભ સંસ્કારે દોરાય તેવા હેતુથી આ પુસ્તક લખ્યું છે. તેમ આ જગતના જીવાંને કલ્યાણની પરમ ઇચ્છા હોય છે. પરંતુ તે ઇચ્છા શી રીતે સફળ થાય, તેને માટે ઊત્તર મળવો મુશ્કેલ છે. અને તેને લીધેજ કર્તાએ આશ્રમ ઊઠાવ્યો છે. તો તેમાં દોષ કિંવા બીજી કોઇ પણ પ્રકારની ભૂલ હશે તો જેમ હંસ પક્ષી દૂધ પાણી ભેગુ હોય છે તેમાંથી દૂધ પી જાય છે. તેજ પ્રમાણે સાર વસ્તુ આપ સર્વે વાંચક બંધુઓ ગ્રહણ કરશો એટલી મારી સર્વને નમ્ર વિનંતિ છે.

લી. સંતોનો દાસ.



મ્હારા વહાલા પરમ પ્રિય ધર્મ સ્નેહી મિત્ર ગુમાનસિંહજી દલસિંહજી. આપે મને ઘણી વખત વારંવાર મદદ કરી. મારા ઉપર ઘણોજ ઊપકાર કરેલ છે તે ઉપકાર ભુલાય તેમ નહીં હોવાથી તે બદલ આપશ્રીનો મોટો આભારમાની ઘણાજ ઊમંગથી આશીર્વાદની જગ્યા મૂકવામાં આવી છે. ઈષ્ટ દેવ એમનું કલ્યાણ કરો. એ પ્રાર્થનાછે.

મ્હારા પરમ સ્નેહી સદ્દગુણી સ્વામીશ્રી નથુગીરજી ધીરગીરજી ગામ તરભના તથા મહતશ્રી સંભુગીરજી લાલગીરજી ચિત્રોડાના વી. આપને વિનંતિ કરવામાં આવે છે કે. તમો મહારા ઊપર અત્યંત પ્રેમ ધરાવોછો તે બદલો વાળી શકવા હું અસમર્થ છું. તેમ સંત સાધુ ઊપર આપ પ્રેમ બહુજ રાખોછો તેનું કારણ આપની અચળ ભક્તિ છે. તેમ સેવકોને ધર્મની બાબતનો ઊપદેશ કરો છો અને પરોપકારમાં વૃત્તિ રાખો છો તેથી ઈષ્ટદેવ આપનું કલ્યાણ કરશે. આપશ્રીનો મોટો આભાર માની નમસ્કાર કરૂંછું. તો સ્વીકારશોજી.

લી. સ્વામીજી મહાદેવપુરીજી રામપુરીજી.

મુ. ખારા અખાડો.

# અનુક્રમણિકા.







પરમ પૂજ્ય શ્રી સ્વામીજી રામપુરીજી રાજપુરીજી,

મુ. ખારા અખાડો.



"કૈલાસવાસ સં. ૧૯૭૩ના ચૈત્ર સુદ ૮ શુક્રવાર"

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઇ.



# ગુરૂવચન ગ્રંથાવલી.

## દોહરો.

પ્રેમે નમું ગુરૂદેવને, વળી નમું જગરાય;
ગુરૂ વચન આ ગ્રંથને, વાંચ્યાથી સુખ થાય.

## સનાતન ધર્મ વિષે.

આગળના વખતમાં સનાતન ધર્મનો લોપ થતો જોઇ, દુઃખી લોકોને દિલાસો આપવા તથા સંત પુરૂષોનું રક્ષણ કરવાના અર્થેજ શ્રી શંકરાચાર્યનો જન્મ થયો હતો. તે મહાન પુરૂષે હિંદુસ્તાનમાં સર્વત્ર ઠેકાણે દિગવિજય કરી સનાતન ધર્મનું રક્ષણ કર્યું, અને ચારે દિશાઓમાં ચાર મઠ સ્થાપન કર્યા.

૧ પશ્ચિમ દિશામાં દ્વારકામાં શારદા મઠ.
૨ પૂર્વ દિશામાં જગન્નાથપુરીમાં. ગોવર્ધન મઠ.
૩ ઊત્તર દિશામાં બદ્રિનાથમાં જ્યોતિ મઠ.
૪ દક્ષિણ દિશામાં. શ્વેતબિન્દુ રામેશ્વરમાં શ્રૃગેરીમઠ.

ઉપર જણાવેલ ચારે મઠોમાં શ્રી શંકરાચાર્યે, પોતાના ચાર શિષ્યો સનાતન ધર્મના રક્ષણ માટે નિમ્યા તેમનાં નામ.

૧ શારદા મઠમાં સુરેશ્વરાચાર્ય.
૨ ગોવર્ધન મઠમાં. પદ્માચાર્ય.
૩ જ્યોતિર્મઠમાં. ત્રાટકાચાર્ય.
૪ શ્રૃંગેરીમઠમાં. પૃથ્વીદ્ધરાચાર્ય.

ચારે મઠોમાં દસનામી સન્યાસનો સમાવેશ.

૧ પુરી, ભારતિ, સરસ્વતિ. નો શ્રૃગેરી મઠ.
૨ ગીરી, પર્વત, સાગર. નો જ્યોતિ મઠ.
૩ વન, આરણ્ય. નો ગોવર્ધન મઠ.
૪ તીર્થ, આશ્રમ. નો શારદા મઠ.

એવી રીતે મહારાજશ્રી શંકરાચાર્યે હિંદુ ધર્મના હિત માટે ચાર મઠ સ્થાપી પોતાના ચાર શિષ્યો નિમ્યા, અને ચારે મઠોમાં દસનામી સન્યાસનો સમાવેશ કર્યો.

આ સંસારમાં દરેક પુરૂષ જન્મ ધારણ કરીને નાના પ્રકારના ધર્મો પાળે છે. આપણા આદિ અનાદિ ચારે આશ્રમના ધર્મ સનાતન છે. માટે સનાતન ધર્મ નહીં છોડતાં

બીજા ધર્મમાં પ્રવર્તવું નહીં, કારણ કે પોતાના ધર્મ શિ-
વાય કંઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી.

श्रेयान्स्व धर्मोविगुणः परधर्मात्स्वनुष्ठितात् ॥
स्वधर्मे निधनंश्रेयः परधर्मो भया वहः

भ. गी. अ. ३ श्लोक. ३५

( દૃષ્ટાંત. )

પૂર્વે કોઇ એક નગરમાં મહાન પ્રતાપી રાજા રાજ્ય
કરતો હતો એ રાજા જાતે ક્ષત્રિય હતો. છતાં જૈન ધર્મ
પાળતો હતો.

એક દીવસના સમાયોગે રાજા જંગલમાં ફરવા ગયો.
ત્યાં રાજાને એક મહાત્મા યોગીનાં દર્શન થયાં રાજા યો-
ગીના ચરણમાં નમી પડયો. અને યોગીના સામે હાથ જો-
ડીને બેઠો.

યોગીઃ—હે રાજન્! તું જાતે કોણ છે અને કયો ધર્મ
પાળે છે !

રાજાઃ—હે યોગીશ્વર, હું જાતનો ક્ષત્રીય છું, અને જૈન
ધર્મ પાળું છું.

યોગીઃ—હે રાજન્! તારા સનાતન ધર્મને છોડી બીજા ધ-
ર્મમાં જવાનું કારણ શું છે. ?

રાજાઃ—હે યોગીશ્વર, અમારા બાપદાદા જૈન ધર્મ પાળતા

આવ્યા છે, એટલે અમારે પણ તેજ ધર્મને પ-
કડવો જોઇએ.

યોગીઃ—હે રાજન્. પોતાના ધર્મ શિવાય કાર્યની સિદ્ધિ
થતી નથી તેમજ મુક્તિ પ્રાપ્ત થતી નથી, માટે
પોતાનાજ ધર્મમાં રહેવું જોઇએ. એ ઉત્તમ છે.

રાજાઃ—તો. હે યોગેશ્વર; હમારો મૂળ ધર્મ કયો ? તે કૃપા
કરી જણાવો તો આપનો મોટો ઉપકાર થશે.

યોગીઃ—હે રાજન્. ક્ષત્રીનો ધર્મ સનાતન છે. માટે તેજ
ધર્મને પાળવો જોઇએ. પરિબ્રહ્મનારાયણનું ભજન
કરવું, સંતોની સેવા કરવી. વેદવાકય સાંભળવું.
જેથી તારૂં કાર્ય સિદ્ધ થશે.

રાજાઃ—હે યોગીશ્વર, હું આપનાં વચન માથે ચઢાવું-
છું. અને હવેથી હું મારો ધર્મ પાળીશ.

એટલી હકીકત કહી. રાજા પોતાના નગર તરફ
ચાલ્યો. પોતાના મુકામે જઇ રાણીને બધી હકીકત કહેવા
લાગ્યો. કે હે રાણી આજે મને મહાયોગીશ્વરનાં દર્શન થયાં,
અને આપણો જુનો સનાતન ધર્મ પાળવાનો ઉપદેશ કર્યો,
અને કહ્યું કે. " શ્રી નારાયણનું ભજન કર, સનાતન ધર્મ
પાળ. વેદ વાકય સાંભળ, તો તારી મુક્તિ થશે. " એ વાત
સાંભળી રાણી ઘણી પ્રસન્ન થઇ. અને કહેવા લાગી કે હે
પ્રાણનાથ, યોગીશ્વરનો ઉપદેશ સત્ય છે. માટે હવે આપણે
તીર્થ કરવાને જઇએ. અને યજ્ઞ કરીએ. એટલી વાતચીત

ત્યાર પછી. રાજા કચેરામા ગયા. અને પ્રધાન મંડળને બોલાવી હુકમ કર્યો કે આપણે કાશી જઇને, યજ્ઞ કરવાનો છે. કેમકે જુનો સનાતન ધર્મ પાળવાનો યોગીશ્વરે મને ઊપદેશ કર્યો છે. તો તંબુ ડેરા, ધનમાલ અને એકહજાર બ્રાહ્મણો લઇને શ્રી ગંગા કીનારે જવાનું છે. તો આ પ્રમાણે સર્વે સામગ્રીની તૈયારી કરવી. હુકમ થતાંજ સર્વે સામગ્રીની તૈયારી કરવામાં આવી. અને રાજા કાશી જવાને તૈયાર થયા. ને નગરની બહાર નીકળ્યા. રાજાને સારા શુકન થયા. ને કાશી જઈ યજ્ઞ કરવા માંડયો. અને ગંગામાં સ્નાન કર્યું. સર્વે બ્રાહ્મણોને જમાડયા ત્યારે રાજાને આત્મ તત્વની માલમ પડી. અને સનાતન ધર્મની ઊંન્નતિ કરવા લાગ્યો. ત્યાર બાદ પોતાનું જીવન સુખેથી ગાળવા લાગ્યો.

ઊપરના દ્રષ્ટાંતથી સાર ફક્ત એટલોજ ગ્રહણ કરવાનો કે, દરેક માણસે પોતપોતાના ધર્મનેજ વળગી રહેવું. એ ઊત્તમ છે, કોઇપણ ધર્મની નાસ્તિક બુદ્ધિ કરવી નહીં. કારણ કે મોક્ષની પ્રાપ્તિ પોતાના ધર્મમાંજ થાય છે.



## સત્ સંગ વિષે.

महानु:भाव संसर्गः कस्यनो न्नति कारकः
रथ्यांम्बुजान्हवीसंङ्गा त्रिदशैर पिवन्द्यते. ॥ १ ॥

સત્ સંગ એટલે સારી સંગત.

સુખને ઇચ્છનાર મનુષ્યોને પ્રથમ તો સતસંગની જરૂર છે. સતસંગ સર્વ સંશયને દૂર કરી ભ્રાન્તિને ભાગી શાંન્તિ આપનાર છે. ભવસાગરનો ફેરો મટાડનાર છે. અને જ્યોતિ સ્વરૂપ ભગવાનની ઓળખાણ પાડનાર છે અને બુદ્ધિને નિર્મળ કરનાર છે. માટે હમેશાં હરેક માણસે સતસંગજ કરવો. સતસંગ આત્મબળ આપે છે. સર્વ દૈહિક પાપને ભસ્મ કરે છે. સતસંગ શ્રી હરિને પ્રસન્ન કરવાનું મુખ્ય સાધન છે. બ્રહ્મ પ્રાપ્તિનો માર્ગ પણ સતસંગથીજ મળે છે. નિર્દય પુરૂષોને સતસંગથી સજ્જનપણું પ્રાપ્ત થાયછે. પણ સજ્જન પુરૂષોને નીચના સંગથી નીચપણું પ્રાપ્ત થતું નથી. તેનું કારણ સતસંગજ છે. સતસંગના પ્રતાપથી ક્રુર જીવો પણ તરી ગયા છે. માટે હમેશાં સતસંગમાંજ ચીત્ત રાખવું.

### श्लोक.

संसार त्रिप वृक्षाणां, द्वे एव मधुरे फले
काव्या मृत रसा स्वादु द्वितीयः सज्जन संगमः ॥ १ ॥

વળી કહ્યું છે કેઃ—

गंगा पापं चंद्रस्तापं, दैन्यं कल्पतरु स्तथा
पापं तापं च दैन्यं च, हरेत् साधु समागमः ॥ २ ॥

માટે પ્રેમથી સંતનો સમાગમ કરવો એનું નામ સતસંગ કહેવાય. નીચ પુરૂષોનો સંગ કરવો નહીં. કારણ કે તેઓ ક્રૂર છે. આચાર અને સદ્બુદ્ધિનો નાશ કરનાર છે. ઈશ્વરના ભકતોની નીંદા કરવાવાળા છે. નીચનો સંગ અવશ્ય પાપ બુદ્ધિ કરાવી નરકમાં નાખનાર છે. માટે સર્વદા નીચના સંગથી દૂર રહેવું. અને સજ્જનનો સંગ કરવો.

## દૃષ્ટાંન્ત.

કોઇ એક નગરની અંદર બ્રાહ્મણ રહેતો હતો, તે ભિક્ષાવૃત્તિ કરી પોતાના કુટુંમ્બનું ગુજરાન ચલાવતો તેને નઠારા માણસોની સોબત લાગેલી હતી.

એક દિવસ પોતાને ઘેર બેઠે બેઠે એવો વિચાર કર્યો કે અહો ! શું આ નગરમાં હું એકલોજ દરિદ્ર છું ? મારી નજર આગળ જે લોકો ફરે છે, તે તો સર્વે ધનવાન જ જણાય છે. પણ હું એકલોજ ગરીબ અવસ્થામાં પડેલોછું. વિચાર ઘણા કર્યા પણ તેને એકે રસ્તો સૂજે નહીં. અને તેની સ્ત્રીને કહેવા લાગ્યો કે હે સ્ત્રી હાલમાં આપણે ગરીબ અવસ્થામાં છીએ. માટે મને દેશાવર જવાની રજા આપ. અને હું ધન કમાઇને પાછો અહીં આવીશ. સ્ત્રી સદ્ગુણી

હતી. તેથી વિચાર કર્યો કે જો આ કોઇ શેહેરમાં કામ ગીરીપર રહેશે તો તેને કંઇ પણ લાભ થવાનો નથી, કેમકે તેને દુર્વ્યસનો પડેલાં છે. તે તે છોડી શકશે નહીં. માટે લાવ આને કાંઇ બીજો રસ્તો બતાવું. પછી સ્ત્રી બોલી કે, હે સ્વામી નાથ? જો આપને પરદેશ જવાની ઇચ્છા થઇ હોય તો હું આપને રોકી શકવા સમર્થ નથી, પણ પરદેશ જવાથી તમો કાંઈ ધનવાન થશો નહીં ત્યારે બ્રાહ્મણે કહ્યું કે હે સ્ત્રી! તું રસ્તો બતાવ તે પ્રમાણે હું કરૂં. તે વખતે સ્ત્રી સંતુષ્ટ થઇ બોલી કે હે સ્વામીનાથ! જો આપને ખરૂં ધન કમાવું હોય તો કોઇપણ મહાત્માનો આશ્રય લો. તે વચન બ્રાહ્મણે માથે ચડાવ્યું ને મહાત્માની શોધમાં નીકળી પડયો. એક મોટા વનમાં આવી ચડયો. ત્યારે તેને સદ્‌ભાગ્યે એક મહાત્માનાં દર્શન થયાં મહાત્માના ચરણમાં મસ્તક નમાવી બ્રાહ્મણ બોલ્યો કે હે મહાત્મા? મારૂં દુઃખ મટાડો ને મારા મનની ચિંતાને દૂર કરો. એવી મારી આપની આગળ આજીજી છે.

માહાત્માઃ–હે ભાઇ! તુ કોણ છે! ને શા કારણથી અહીં આવ્યો છે ને તારા મનમાં શી ચિંતા છે તે તું જણાવ.

બ્રાહ્મણઃ–હે મહામુનિ બ્રાહ્મણ છું. દારિદ્રની પીડાથી અહીં આપનો આશરો લેવાને આવેલ છું તો આ રંક

ઊપર કૃપા કરશો.

સુનિઃ—અહો ! દારિદ્રની પીડાથી ? પણ હે બ્રાહ્મણ હું તને એટલુંજ પુછુછું કે તારે સોબત કોની છે, અને તે તને શો બોધ આપે છે ? તે તું મને સ્પષ્ટ કહે.

બ્રાહ્મણઃ-હે મહામુનિ ! મારા સોબતીઓ ઘણાજ ઉદાર દિલના છે. મને હમેશાં માંસ ખાવાનોને મદિરા પીવાનો બોધ આપે છે. તે પ્રમાણે હું કરૂં છું.

સુનિઃ—( મનમાં વીચાર કર્યો કે આ બ્રાહ્મણને ખરાબ સંગત લાગેલી છે તેથી દરિદ્ર અવસ્થાને પામ્યો છે માટે આને સારો રસ્તો બતાવવો જોઇએ. ) અરે હે બ્રાહ્મણ હું તને ધનવાન થવાનો રસ્તો બતાવું તે તુ પાળી શકીશ ? જો તારી મરજી હોય તો બતાવું.

બ્રાહ્મણઃ—( મનમાં ખુશી થઇને ) હા મહારાજ, આપનું વચન પાળીશ.

સુનિ—સાંભળ, આજથી તારે માંસ મદીરાનો સ્વીકાર કરવો નહિ. અને તારા ધર્મનાં કાર્યો છે તે કરવાં તે પ્રમાણે કરીશ તો તું ધનવાન બનીશ અને સુખેથી જીવન ગાળીશ.

બ્રાહ્મણઃ—હે મહામુનિ, આજથી મારે માંસ મદીરાની પ્રતિજ્ઞા છે. અને હું મારાં પોતાનાં કર્મ કરીશ

એમ કહીને બ્રાહ્મણ મહાત્માનો ઉપદેશ માથે ચઢાવી ને ઘર તરફ ચાલ્યો. પોતાની સ્ત્રીને સર્વે હકીકત જણાવી. અને પોતાનાં કાર્યો નિયમ પ્રમાણે કરવા લાગ્યો. એટલે પરમેશ્વરની મહેરબાની થઈ. ને લક્ષ્મી દેવીએ પણ કૃપા કરી, ને બ્રાહ્મણ સુખે જીવન ગાળવા લાગ્યો.

ઉપરના દૃષ્ટાંત ઉપરથી ફક્ત એટલુંજ સમજવાનું છે કે નઠારી સંગતથી નઠારૂં ફળ પ્રાપ્ત થાય. અને સારી સંગતથી હમેશાં લાભજ થાય છે. એ આ દૃષ્ટાંતનું મુખ્ય રહસ્ય છે. માટે હે પ્રિય બંધુઓ, હમેશાં સત્સંગ કરી સુખેથી જીવન ગાળો.

श्लोक.

सन्तप्ता यसि संस्थि तस्यपयसो नामापिन ज्ञायते.
मुक्ताकार तयां तदेवनलिनी, पत्रस्थितं राजते ॥
स्वा त्यां सागर शुतिक मध्य पतितं, सन्मौक्तिकं जायते.
प्रायेणा धम मध्यमोत्तम गुणः संत्रासतो जायते ॥१॥

सं. म. प्र. भा. २ पृ. २० श्लोक. ३२

દોહરો.

સત્સંગે સુખ ઉપજે. નિર્મળ બુદ્ધિ થાય.
ભાગે ભ્રાંતિ ચિત્તની પાપ પ્રજાળી જાય.

સત્સંગેથી સન્મથી. આવે આપો આપ.
શ્રી હરિ કરૂણા વાધશે. ટળશે સૌ સંતાપ.

आड्यं धीयो हरति सिंञ्चति वाचि सत्यम्
मानो न्नतिं दिशति पाप मपा करोति.
लक्ष्मिंतनोति वितनोति चदिक्षुकीर्तिं
सत्संगति कथयकिं नकरोति पुंसाम् ॥१॥

## ગુરૂ મહિમા વિષે.

गुरु ब्रह्मा गुरु विष्णु, गुरु र्देव महेश्वर:
गुरु रेक परीब्रह्म, तस्मै श्री गुरुवे नम:
ध्यान मूलं गुरुमूर्ति, पूजा मूलं गुरु पदम्
मंत्र मूलं गुरु वाक्यं, मोक्ष मूलं गुरु कृपा ॥

गुरु એટલે गु અને रु.=गु, शब्द स्त्वन्धकारोऽस्ति रु, शब्द स्तान्निरोधक: એટલે गु નામ અંધારૂં અને रु નામ દૂર કરનાર—એવો ગુરૂ શબ્દનો મહિમા છે.

ગુરૂ અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરી જ્ઞાનરૂપી પ્રકાશમાં લાવી મુકે છે. અને અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવા સારૂ ગુરૂની સેવા કરવી. જ્ઞાન વિના મુક્તિ થતી નથી. અને તેવું જ્ઞાન શ્રી સદ્દગુરૂ વિના પ્રાપ્ત થતું નથી. ગુરૂની સોબતમાં રહેવાથી સારા ગુણો પ્રાપ્ત થાય છે. દાખલા તરીકે.

શ્રી રામચંદ્ર પરમાત્માની સોબતમાં શ્રી લક્ષ્મણ

શ્રી ભરત અને શ્રી શત્રુઘ્ન ભાઇઓ રહેતા હતા. તો તેઓના સદ્‌ગુણો પણ, શ્રી પ્રભુ, રામચંદ્રજી જેવાજ હતા. જેણે આ જગતમાં ગુરૂની પૂર્ણ કૃપા મેળવી હશે. તેણેજ પોતાના આત્માને ઓળખ્યો હશે. ગુરૂ કૃપા સિવાય સચ્ચિદાનંદનું ભાન થતું નથી. ગુરૂનો મહિમા અપાર છે. કેમકે બ્રહ્મા, વિષ્ણુ મહેશ્વરનાં દર્શન કરતાં શ્રી સદ્‌ગુરૂનાં દર્શન અધિક ગણાય છે.

તેમ વળી મહેશ્વરના કોપથી શ્રી ગુરૂદેવ રક્ષણ કરી શકે છે પણ ગુરૂના કોપથી કોઇ પણ રક્ષણ કરવાને સમર્થ નથી. કહ્યું છે કે—

શ્લોક.

हरौ रुष्टे गुरुस्त्राता, गुरौ रुष्टे न कस्य च
तस्मात् सर्वे प्रयत्नेन, श्री गुरौ शरणं व्रजेत् ॥ १ ॥

તે દાખલો શ્રીમન્ તુલસીદાસજી ગોસ્વામી કૃત શ્રી-રામાયણમાં ઊત્તરકાંડમાં શ્રી કાગભુશુંડિ રૂષીના શિષ્યે. શ્રી મહાદેવના પૂજનમાં શ્રી મહાદેવજીએ. તેના સદ્‌ગુરૂને નમસ્કાર ન કર્યા બદલ મહાન શ્રાપ આપ્યો હતો............ માટે શ્રી સદ્‌ગુરૂની શેવા કરવી. ગુરૂનો હુકમ પ્રેમથી ઊઠાવવો જોઇએ. દેહના પંચ શત્રુનો નાશ પણ શ્રી ગુરૂ પ્રસાદથીજ થાય છે. કેમકે તે વશ કરવાને શ્રી સદ્‌ગુરૂ ચુ-

ક્તિ સહ ઊપદેશ કરે છે. તેથી જીવનું કલ્યાણ થાય છે. ગુરૂની ભક્તિને શેવા. શ્રી કૃષ્ણ પરમાત્મા એ પણ કરેલ છે. માટે શ્રી સદ્‌ગુરૂનો સતસંગ કરી જે માણસ સેવા કરે છે. તેના ઊપર ગુરૂકૃપા કરીને શ્રી પરમાત્માનાં દર્શન કરાવે છે. અહો ! ગુરૂનો કેટલો પ્રતાપ ! નુગરા લોકોને ગુરૂકૃપા શિવાય જ્ઞાન થાયજ નહિ. ને પરમપદની પ્રાપ્તિ પણ થાયજ નહિ. ગુરૂપ્રતાપથી તમામ ક્રિયાઓ સિદ્ધ થાય છે. હે સજ્જનો શ્રી ગુરૂનો કેટલો પ્રતાપ છે. તે નીચેના દ્દષ્ટાંતથી જણાશે.

## श्लोक.

गुकारः प्रथमो वर्णो मायादि गुण भासकः
रुकारो द्दितीयो ब्रह्म, माया भ्रांति विमोचकः ॥ १ ॥

## દ્દષ્ટાંત.

પૂર્વ કોઇ એક નગરમાં ચિત્રસેન નામે રાજા હતો. તે વિદ્યામાં બહુજ પ્રવિણ હતો. તેના સેવકો તેની આજ્ઞા ઉઠાવતા ખજાનામાં તેણે અતિશય ધન ભેગું કરેલું હતું. તે રાજ્ય ઘણું વિસ્તારવાળું હતું. રાજ્યની આવી આબાદી જોઈ દૂરના શત્રુ રાજાઓ પેદા થયા. અને રાજ્ય ઉપર હુમલા કરી રાજ્ય લઈ લીધું. ચિત્રસેન રાજ્ય મુકીને નાઠો ( પકડવાની બીકથી ) પણ નાસતાં નાસતાં તેને એવો વિ-

ચાર પેદા થયો કે અહો ? મારા રાજ્યની શી દશા થશે મારા પ્રધાનો હવેથી બીજાની આજ્ઞા પાળશે. મારૂં એકઠું કરેલું ધન છે તેનો કેવો ઉપયોગ થશે, એવી ચિન્તામાંને ચિન્તામાં એક મોટા વનની અંદર આવી ચઢયો. વળી પોતાના મનની અંદર ઉંડો વિચાર કર્યો કે, અહો ? મને રાજ્યમાંથી તો પદભ્રષ્ટ કરેલોછે જ, હવે હું કાંઇ રાજ્ય પામવાનો નથી. છતાં મને કેમ વારંવાર સાંભળી આવે છે. આગળ ભય છે તેટલામાં એક ઋષિનો આશ્રમ તેણે જોયો. ત્યાં જઇ ઋષિને તેણે પ્રણામ કર્યા ઋષિએ રાજાને પૂછયું કે હે વત્સ ! તું કોઈ મોટો ભાગ્યશાળી માણસ જણાય છે. રાજાએ કહ્યું કે હે યોગીશ્વર, આપતો ત્રિકાળ જ્ઞાનિ છો. અને મારા મનનું નિરાકરણ આપજ કરશો, એવી આશા છે. હે ગુરૂજી મને શત્રૂ રાજાએ હરાવી રાજ્યમાંથી કાઢી મુકયો, પણ ચિત્ત રાજ્યમાં તથા રાજ્યના ખજાનામાં કેમ ભરાઇ રહ્યું છે, હવેથી મને રાજ્ય તો મળવાનું છેજ નહીં. પણ આમ થવાનું કારણ શું છે ? ત્યારે ગુરૂએ કહ્યું કે એ સર્વે આ જગન્નિયંતાની મુકેલી માયા છે. અને માયાને લીધે તને એ સર્વે સાંભરે છે. જો તું એ માયા મૂકી દઇ પરમેશ્વરનું ભજન કરીશ તો તને સર્વે વિસ્મૃત થશે. એવી રીતે ગુરૂજીએ તેને ઉપદેશ કર્યો. એટલે રાજાને આત્મ તત્વનું

ભાન થયું. પછી તેણે રાજ્ય બાબતની તૃષ્ણા મુકી દીધી, અને તે આશ્રમમાં શિષ્ય તરીકે રહેવા લાગ્યો. અહો ગુરૂનો કેટલો પ્રતાપ! રાજા હતો પણ તેના મનમાં રાજ્યની તૃષ્ણા હતી તે ગુરૂ પ્રતાપે વિસ્મૃત થઈ. થોડા દિવસ પછી તેજ આશ્રમમાં કોઇએક બ્રાહ્મણ વિદ્યાભ્યાસ કરવાને વાસ્તે ત્યાં આવીને રહ્યો. ગુરૂએ પોતાના શિષ્ય રાજાને તથા બ્રાહ્મણને પાણી ભરવા મોકલ્યા. બ્રાહ્મણે વિચાર કર્યો કે, અહો! મેં મારી જીંદગીમાં કોઇ દિવસ પણ પાણી ભરેલ નથી, તો હું કેવી રીતે આજે પાણી ભરી લાવીશ. એ વિચાર તેણે પાસેના શિષ્ય રાજાને કહી સંભળાવ્યો, ત્યારે રાજાએ કહ્યું કે અરે ભાઈ, તું તો બ્રાહ્મણ છે, પણ હું તો રાજા હતો, ગુરૂની સેવા કરવી એ તો આપણું મુખ્ય કર્તવ્ય છે. શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ શ્રી ગુરૂની સેવા કેવી રીતે કરેલ છે. અને ગુરૂનો હુકમ કેવી રીતે પાળતા, તે તને ખબર નથી? જો તન અને મનથી શ્રી ગુરૂની સેવા ઊઠાવીશું તો આપણાં કરેલાં પાપ કર્મોનો નાશ થશે. ગુરૂ એજ આપણે તો ગોવિંદ સમજવા. માટે હે બ્રાહ્મણ! ગુરૂ જે કાર્ય બતાવે તે ઊમંગથી કરીશું તોજ ગુરૂ આપણાપર પ્રસન્ન રહેશે. ગુરૂ આપણને કઠવાં વચન કહે તે પણ આપણે તો અમૃતતુલ્ય સમજવાં. એવી રીતે રાજાએ બ્રાહ્મણને ઊપદેશ કર્યો ત્યારે બ્રાહ્મણને સમજ પડી, અને

ગુરૂ સેવામાં તત્પર રહેવા લાગ્યો સુજ્ઞ વાંચકો, ગુરૂનો કેટલો પ્રતાપ! રાજા હતો પણ ગુરૂના ઊંપદેશથી ગુરૂ-ભક્તિનું રહસ્ય શિખ્યો, અને તેણે બ્રાહ્મણને ગુરૂભક્તિનું રહસ્ય શિખવ્યું. તો ઊંપરના દૃષ્ટાંતથી સમજવાનું કે—ગુરૂના પ્રતાપથી કેટલું જ્ઞાન પ્રાપ્ત થાય છે. ગુરૂની સેવામાં કેટલું રહસ્ય રહેલું છે. માટે હે સજ્જન પુરૂષો ગુરૂની સેવા કરવાથી તતારૂં કલ્યાણ થશે. અને પરમાત્મા પણ રાજી. રહેશે ગુરૂ અને ગોવિંદ બરોબર છે. ગુરૂ સાક્ષાત પરમાત્માજ છે, ગુરૂમોક્ષનું સાધન છે. ગુરૂ ભવસાગર તરવાનું નાવ છે. ગુરૂ ગોવિંદ પદને પમાડે છે. એવો સદ્‌વિચાર કરી ગુરૂની ભક્તિ (સેવા કરો ને ગુરૂના શરણે રહો,

## દોહરો.

ગુરૂ ગોવિંદજ એક છે, જો હોય ગુરૂ પ્રતાપ,
ભવસાગર ભલી રીતથી, ઉતરી ટળે સંતાપ. ૧
ગુરૂ પ્રતાપે ગુણ મળે, શુદ્ધ વિચારો થાય;
મળે પરમપદની ગતિ, શ્રી હરી થાએ સા'ય. ૨
ગુરૂ વચનને પ્રેમથી, સ્વીકારો દિલસાથ;
નાશ થશે અજ્ઞાનનો, મે'ર કરે જગનાથ. ૩
હાજર રો' ગુરૂ સેવમાં, સદા કરો સુ વિચાર;
સુખી થશો પરલોકમાં, સુધરે વળી સંસાર. ૪

# સંતોના કર્તવ્ય.

## દોહરા.

કહીએ કોને સંતકે, જેનું શીતલ અંગ;
ઉમંગે ભક્તિ કરે, રાખે રૂડો સંગ. ૧
સંત સમાગમથી પ્રભુ, પુરે મનની આશ;
ભક્તિ સાધનથી થશે, વિશ્વેશ્વરનો દાસ. ૨
પંચશત્રુ જે દેહના, જીતી અધીપતિ થાય;
સુખ મેળવે સ્વર્ગનું, તેજન સંત ગણાય. ૩
ક્રોધ તજી હરીને ભજે, લોભે જીવ ન જાય;
અહંકાર અળગો કરે, તેજન સંત ગણાય. ૪
માયા મૂકી વિશ્વની, જીતે કામ સહાય;
શ્રીહરિ શરણે જાયજે, તે જન શંત ગણાય. ૫
જળ મચ્છીના પ્યાર સમ, ચીત્ત ધરી ગુણ ગાય;
સારાં કર્મ કર્યા કરે, તે જન સંત ગણાય. ૬
કાર્ય કહ્યાં આ સંતનાં, સજ્જન કરો વિચાર;
ભવસાગરમાં તારશે, ઊગારે કરતાર. ૭
મહાદેવપુરી કહે, સત્ સંગે સુખ થાય;
અજ્ઞાની જીવ તારવા, જીવન સંત ગણાય. ૮

# * સંતોનાં લક્ષણ. *

## ॥ ચોપાઈ. ॥

સત્વશીલ એ સંતનું કામ, ભજે માયા મુકીને રામ;
તમો ગુણથી હોય રહીત, જાણો તેને સંત ખચીત. ૧
મૃત્યુ દુઃખ ગણકારે નહીં, ધરી સત્ય દુનીયામાં રહી;
દ્વેષ બુદ્ધિ કોપર નવ કરે, તો ભવસાગરમાંથી તરે. ૨
બાંધે નહીં સંસારી જાળ, ભરે નહીં માયા પર ફાળ;
ઇચ્છા રાખે નહી નિવૃતી, ક્રોધ લોભ રાખે ન વરતી. ૩
પ્રકાશ કે પ્રવૃત્તિ પરે, રતી માત્ર એ મોહન ધરે;
દિલમાં ધારે નહી સુખ દુઃખ, ભક્તિમાં માની લે સુખ. ૪
સોનુ પત્થર ગણે સમાન, ન ગણે માન નહીં અપમાનઃ
નિંદા સ્તુતિ નવધરે કાન, તો જાણોએ સંતનું જ્ઞાન. ૫
શત્રુ મિત્રને સરખા ગણે, હૈહિક પંચ શત્રુઓ હણે;
કામ પ્રપંચે કરતા નથી, પરિગ્રહ ઉપાસે કથી. ૬
વિષય પર રાખે વૈરાગ્ય, તેને સંત ગણો મહાભાગ્ય;
સરવે ઈંદ્રિયો વશ કરે, દીલમાંહે મમતા નવધરે. ૭
નિયમમાં રાખે નિત્ય મન, તે. જગકર્તા થાય પ્રસન્ન;
સંકલ્પનો કરે સન્યાસ, રામ નામનો હોય અભ્યાસ. ૮
અહિંસા અક્રોધે કરી, ક્ષમાને શાન્તિમાં ઠરી;
સેવકને આપે સદ્બોધ, રાખે નહિ કો સાથ વિરોધ. ૯

નિયમ રાખી જપ તપ કરે, ક્રોધ લોભ મનમાં નવ ધરે;
ક્લેશ દ્વેષને કાઢે દૂર, સ્વભાવ રાખે નહીં તે ક્રુર. ૧૦
દૈવી સંપત્તિ સંત ગણાય, આત્મજ્ઞાન સંતોથી થાય;
અનેક જન સતસંગે તરે, મોક્ષધામને એતો વરે. ૧૧
સેવા કરવી સંતો તણી, સાચી જડશે પારસમણી;
મહાદેવપુરી કે સૌ સુણો, એક ચિત્તે સંતોના ગુણો. ૧૨



હે પ્રિય બંધુઓ ! ઉપર લખેલ સંતોનાં કર્તવ્ય અને લક્ષણ છે. સંતના સમાજમાં બેસવાથી સારા ગુણો પ્રાપ્ત થાય છે. એવા સદ્‌ગુરૂના ચરણે જવાથી આપણું અજ્ઞાન દૂર થાય છે. સંતોને ગુરૂ તુલ્ય માનવા. સંતોનો સમાગમ કરવાથી અજ્ઞાન રૂપી અંધકારનો નાશ થાય સંતો ઈશ્વરી મહીમાનો ઊપદેશ જણાવે છે, તેથો આપણામાં જે દુર્ગુણો હોય છે, તે સંતોનાં સદ્‌વાક્ય સાંભળવાથી નાશ થાય છે, માટે હરહમેશ સતોની સેવામાં તત્પર રહેવું, અને સદ્‌બોધ ગ્રહણ કરવો.

### શ્લોક.

गुरवो बहवः सन्ति शिष्य वित्तापहारकाः
गुरवो विरला सन्ति शिष्य संतापहारकाः ॥ १ ॥





## ॥ ગુરૂ દત્તાત્રયનો મહિમાઃ ॥

પૂર્વે સતયુગમાં અત્રી રૂષીનાં અર્ધાંગના સતી અનસુયા હતાં. તેમના મહાન તપથી તે દેવી તુલ્ય ગણાતાં. તેમની પ્રશંશા સાંભળી નારદ ઋષિ શ્રીલક્ષ્મીજી તથા પાર્વતી અને સાવિત્રી વગેરે દેવીઓ આગળ આવી કહેવા લાગ્યા કે, અનસુયા જેવી સતી કોઇ નથી. એમ કહી નારદ ઋષિ ગયા. આવાં નારદમુનીનાં વચન સાંભળી ત્રણે દેવીઓને મોહ થયો. અને ત્રણે દેવોને જાહેર કર્યું કે સતી અનસુયાની પરીક્ષા કરો. એટલે ત્રણે દેવ એક દિવસના સમયે અતિથિ રૂપે ભીક્ષા માગવાને સતી અનસુયાના આશ્રમે ગયા, તે વખતે અત્રિ ઋષિ બદ્રિકા આશ્રમમાં તપ કરવા ગયેલા હતા. ત્રણે દેવોએ એવો વિચાર કર્યો કે આપણે અનસુયા પાસે એવો કોલ માગવો કે તે આપીશકે નહી, અને કોલ રદ જાય. આશ્રમમાં આવી તેવી માગણી કરી. દેવી અનસુયાએ ધ્યાન ધરી જોયું તો. બ્રહ્મા, વિષ્ણુ, અને માહેશ્વરને ઓળખ્યા, અને વિચાર કર્યો કે, અતિથિ ભીક્ષા કર્યા શિવાય દ્વારથી બહાર જાય તે ઘણો દોષ ગણાય. માટે દેવીએ ત્રણે દેવોને એવો આશીર્વાદ આપ્યો કે તમે છ, છ, મહીનાના બાલક થઇ જાઓ. સતીના વચન

પ્રમાણે થયું. આવી હકીકત બન્યાથી નારદ ઋષિને ચિન્તા થઇ, અને બ્રહ્માના આશ્રમ ઊપર ગયા. ત્યાં જઇ માતા સાવિત્રીને કહેવા લાગ્યા કે. અમારા પિતાશ્રી બ્રહ્માજી પેલી અનસુયાની પાસે જઇ ફસાઇ ગયેલ છે. એવી વાત કરવાથી સાવિત્રીને ક્રોધ થયો ત્યાંથી નારદમુની વૈકુંઠમાં ગયા, ને લક્ષ્મીજીને પણ એવીજ બીના કહી. ત્યાંથી કૈલાશમાં જઇ ઊમીઆજીને પણ એવુંજ કહ્યું. એટલે ત્રણે સતીઓ સતી અનસુયાને આશ્રમે ગયાં. અને ચરણમાં નમી પડી કહેવા લાગ્યાં કે આપ સમર્થ છો. અમોએ ભુલથી આપની નિંદા કરેલ છે. માટે કૃપા કરી અમારા પતી જેવા હતા તેવા કરી શોંપો. એટલે સતી અનસુયાને દયા આવી, તેથી ત્રણે દેવો જેવા હતા તેવા સતીના પ્રતાપથી થઇ ગયા.

તે વખતે ત્રણે દેવ પ્રસન્ન થઈ કહેવા લાગ્યા કે. હે દેવી અનસુયા, તમારે જે માગવું હોય તે માગો ! આ સાંભળી અનસુયા બોલ્યાં કે હું શું માગું. ત્યારે ત્રણે દેવ કહેવા લાગ્યા કે. અમારા ત્રણનું રૂપ એક થશે, અને અમો તમારા પેટે જન્મ લઇશું. છ ભુજા. ત્રણ મુસ્તક અને દરેક હાથમાં અનુક્રમે ડમરૂ. ત્રિશૂળ. ખપ્પર. શંખ. કમંડળ વિગેરે અને બગલમાં ઝોળી. નાગણી શરીરપર બાંધેલી જટામાં સર્પ બેસાડેલો એવા દત્તાત્રયનું રૂપ ધરીશું. અને શિખર ઊપર ભજન કરીશું. આ સાંભળી સતી અનસુયાને ક્રોધ ચઢયો અને કહ્યું કે મને કલંક ચઢાવશો નહી. ! હું

તમોને શાપ આપીશ. ત્યારે ત્રણે દેવ કહેવા લાગ્યા કે, હે માતાજી સાંભળો. અમો સંસારી રીતથી પેદા નહી થતાં કુદરતી રીતે અવતાર લઈશું. એવું કહી ત્રણે દેવ ચાલ્યા ગયા. તે પછી થોડા દિવસે સતી અનસુયાના હાથમાં ફોલ્લો ઊઠયો, ને નવ માસ પુરા થવાથી તે ફોલ્લો કુટીને તેમાંથી ગુરૂ દત્તામયનો અવતાર થયો. ત્યારબાદ શિખર ઊપર જઇ મહા તપ કરી પ્રતાપી થયા, અને મહીમા વધાર્યો, ત્યાંથી અવધૂત માર્ગ ચાલ્યો. અતિથિરૂપે ભીક્ષા કરવા ગયેલા તેથી " અતીત " એવું નામ થયુ. અને દશનામનો આશ્રમ સંન્યાસ અગર આચાર્ય રૂપે હતો. ક્ષત્રી. વૈશ્ય. શુદ્રના આચાર્યે અતીતોને અધીકાર કર્યો. જેથી શુભ સંસ્કારના રસ્તે દોરી બોધ કરવાના માટેજ તેમાં પ્રથમના આચાર્યનાં દશ નામ તેજ અવધૂતા માર્ગના સ્વામીઓ છે. ઊપર મુજબ ગુરૂ દત્તાત્રયનું વર્ણન છે. સનાતની ધર્મથી જાગ્રત રહેવું. જગન્નિયંતાની ભકિત કરવી, તેજ સત્યકર્મ છે. રૂદ્રાક્ષ ધારણ કરવા તથા ત્રિપુંડ ધારણ કરવું, તેજ ધર્મના અધિકારી છે- એટલી મારી નમ્ર વિનંતિ છે.

---

**શ્લોક.**

त्रिभूति [illegible]नो [illegible]ले, ना[illegible]रुद्राक्ष धारणम् ॥
नहि शंभुरयी वाणि, [illegible]जे दं[illegible]य[illegible] यथा ॥ १ ॥

## દોહરો.

ગુરૂતણો મહીમા સુણો, સર્વે સજ્જન ભ્રાત;
ત્રીગુણ દેવા રૂપથી, બની ગયા સાક્ષાત.



## આત્માને ઉપદેશ

આ સંસારના વિષે આત્મ તત્વજ્ઞાની જન હર્ષ શોક પામતા નથી. કારણકે તેઓ સમજે છે કે આ જગતમાં પરમાત્મા આત્મ સ્વરૂપે વ્યાપક છે. પરમાત્મા કંઇ દૂર નથી. તમારા આત્માની અંદર વિચાર કરી જુઓ કે આત્મા એજ ઇશ્વિર છે. એમ માલુમ પડશે. આત્મ તત્વ જોવાથી સદ્ગતીને પ્રાપ્ત થાય છે. અને ઈશ્વિરની સંગાથે બ્રહ્મ મળી જાય છે.

આ જીવ, આત્મજ્ઞાન સમજી તેની પ્રાપ્તિ કરી આત્માનો શોધ કરવા માટેજ છે. તે વાસ્તે જાણવું જોઇએ કે હું કોણ છું? આત્મા શું છે? આ સર્વે માયાની ઊત્પતી શી રીતે થઇ છે? અને તે સર્વે વસ્તુ શું છે? તે સર્વેનો અનુભવ કરવો જોઇએ. તેના માટે કોઇ અદ્યાપિ અનુભવી, આત્મજ્ઞાની, ગુરૂ કરીને તેના સત્સંગથી સર્વે વસ્તુનો અનુભવ કરી તથા સર્વેનો અર્થ સમજી લાભ લેવો જોઇએ. અને આત્માનો આનંદ ગ્રહણ કરવો જોઇએ. જેથી આ અજ્ઞાનરૂપી તિમિર દૂર થાય અને અનુભવરૂપી પ્રકાશ હૃ-

હૃદયમાં પ્રગટ થાય તથા સર્વ ભ્રમણા મટી જાય. મનને સંતોષ થાય, અને નિર્ભય પદ પમાય, માટે આ અલ્પબુદ્ધિથી કહુંછું તે ધ્યાન આપશો. આ સંસારની ઊત્પત્તિ વિષે લખ્યું છે કે, પહેલાં તો શૂન્ય સત્ નિરંજન હતો. નિરાકાર વસ્તુ હતી. અને તેને છે છે ને છે તેને કાંઈ પણ કહી શકાય તેમ નથી. તેનાં નામ ઠામ પણ નહોતાં અને રંગ રૂપ પણ નહોતું. પણ વસ્તુ અલક્ષ હતી, કે કોઇના લક્ષમાં આવે નહી. તે વાસ્તે નિરકાર લખાય છે. અને તેના ગુણ કે લક્ષણ કાંઇ કહી શકાતાં નથી પરંતુ સત્તાએ કરીને તેમાં સર્વ ગુણ હતા. પણ પ્રગટ નહોતા. પછી તેને પોતાને પ્રગટ થવાની ઈચ્છિા થઇ ત્યારે અગમથી બ્રહ્મરૂપ પ્રગટ થયો. અને પોતાને જ્ઞાન થયું. તથા એને પોતાને સ્વરૂપ દેખાયું. અને સ્વરૂપને જ્ઞાન પ્રગટ થયાં. સત્તાએ કરી તે બ્રહ્મમાં સર્વ ગુણ, જ્ઞાન, અને પદાર્થ હતા. જેમકે સત્તાએ કરી બીજમાં સર્વે ઝાડ, ફલ, ફુલ, પાંદડાં વગેરે છે. તેમ બ્રહ્મમાં પણ સર્વે લીલા, સર્વે માયા, અને સર્વે વસ્તુ હતી. સર્વથી પહેલાં બ્રહ્મ પ્રગટ થયો. પછી તે બ્રહ્મમાંથી પાંચ તત્વ પેદા થયા. અને તે પછી સર્વે લીલા. સર્વે માયા. અને સર્વે વસ્તુ તેથી ઊત્પન્ન થઇ જેમકે એક મૃતિકાની હઝારો વસ્તુઓ પેદા થાય છે. તેમાં સર્વનો ઘાટ જુદો રંગ જુદો, ગુણ જુદા, આકાર જુદો, અને લક્ષણ પણ જુ-

દાંજ હોય છે. પણ તે સર્વેના માંહે એકજ મૃતિકા છે. અને બીજું કાંઈ પણ નથી. તેમ આ સરવે વસ્તુ એકજ બ્રહ્મથી થયેલી છે. બીજું નથી. એવું મહા પુરૂષોને જ્ઞાની જનો કહી ગયા છે. ચિત્તમાં દૃઢ વિશ્વાસથી નિશ્ચય કરવો જોઈએ કે આ સંસારમાં જે પદાર્થ છે તે સર્વે એકજ છે. માત્ર તેનાં નામ અને રૂપ જુદાં છે. જેમકે ખાંડના અનેક પ્રકારના પદાર્થ બનાવવામાં આવે છે, અને તે સર્વેનાં નામ તથા રૂપ જૂદાં હોય છે, પણ તે સર્વે પદાર્થોમાં એકજ ખાંડ છે. એવી રીતે આ સંસાર એકજ વસ્તુથી થયો છે. જેમ સમુદ્રમાં લહેરીઓ અને પરપોટા છે. અને સમુદ્રની લહેરો તથા પરપોટા તથા પાણી બંધાઈને પરપોટા ચઢે છે કરા પડે છે, પત્થર સમાન બરફ થઈ જાય છે, અને સર્વેનાં સ્વરૂપ જુદાં જણાય છે. પણ તે સર્વે એકજ પાણી છે. બીજું કાંઈ નથી. એવી રીતે આ સર્વે સંસાર એકજ બ્રહ્મ છે. અને એટલાજ માટે સંતનો સમાગમ કરવામાં આવે છે, ત્યારે જ્ઞાનનો ઊદય થાય છે, અને સર્વે ભ્રમણા મટી જાય છે. સંશય મટી જાય છે, આત્મજ્ઞાન પ્રગટ થાય છે વળી નિર્ભય પદ પામે છે. સર્વેમાં એકજ વસ્તુ જુએ છે. પણ જ્યાં સુધી વ્યવહાર છે ત્યાં સુધી આચાર વિચાર રાખવો જોઇએ. કેમકે ન રાખવામાં આવે તો દુઃખ થાય છે. માટે લોકોની સાથે સંસાર વ્ય-

વહેવારમાં રહી આપણે આપણું કામ કરી લેવું જોઇએ. કહ્યું છે કે "લોક મળે તો લોકાચાર, ઓર સંત મળે તો એકાકાર." એવી રીતે કામ કરી લેવું જોઇએ. પ્રિય ભાઇઓ, આ સંસારમાં થોડા દિવસની જીંદગી છે. માટે પરમાત્માનું ભજન કરી તમારા આત્માને સદ્ગતિ થવાને આત્માને ઉપદેશ કરો. અને પંચ શત્રુઓનો નાશ કરી પરમાત્માનું ભજન કરો, જેથી કલ્યાણ થશે. અને આત્મપદને પામશો.

---

## આશા કેવી છે

### ચોપાઇ.

દેહપુર નામે એક ગામ, મનુચંદ્ર રાજાનું નામ;
રાજ ચલાવે રૂડી પેર, રાખે નહી કોઇ સાથે વેર. ૧

---

સીધ્ધપુર નીવાશી મારા પરમ સ્નેહી મીત્ર સ્વામીશ્રી જીવણભારથીજી ગુરૂશ્રી રામભારથી—આપ મારા અંતરના સ્નેહીછો, જ્ઞાનના ભંડારછો, સજ્જન અને પ્રવિત્રછો, વળી આપે મારા ઉપર અત્યંત ભાવ રાખી મને, સદર પુસ્તક બનાવવામાં ઘણો એક કિમતી વખત રોકી મને મદદ કરી છે. તે બદલ હુ બદલો વાળવા શક્તીમાન નથી પરંતુ આ જગાએ હું આપનુ અવિચળ નામ દાખલ કરી આપની ક્ષમા ચાહુંછું. જગત કર્તા આપને સદ્બુદ્ધી આપો એ મારી પ્રાર્થના છે. અસ્તુ! અસ્તુ!

સારી બુદ્ધિ નિર્મળ અંગ, સારા જનનો રાખે સંગ;
લોકો પયોગી કામો કરે, સાંસારિક સુખોપર હરે; ૨
એક દિન કરી વિચાર, ઘોડા પર થયો અશ્વાર;
જંગલમાં ફરવાને જાય, ત્યાં રાજાને હું પદ થાય. ૩
કેવો હું પરમારથી ભૂપ, આજગમાંહે છું હું અનુપ;
વડ વૃક્ષોની ઝાંખર ઘણી, ત્યાં આવ્યો દેહપુરનો ધણી. ૪
દીઠા મોટા યોગી એક, ચરણે પડીઓ કરી વિવેક;
દંડવત કરી યોગીની પાસ, મનુચંદ્ર બેઠો ત્યાં ખાસ. ૫
યોગી પ્રત્યે કહે રાજન, ધન્ય દિવસ માન્યુ મુજ મન
મહામુનિનાં દર્શન થયાં, જન્માંતરનાં પાપો ગયાં. ૬
આંખ ઊઘાડી યોગી કહે, બચ્ચા સુખીઓ જગમાં રહે;
મહેર હજો પરમેશ્વર તણી, રિદ્ધિ સિદ્ધિ પણ હોજો ઘણી. ૭
મનુચંદ્ર બોલ્યો તે વાર, તમ દર્શનથી ઊતર્યો પાર;
એકીલા છો આપજ સહી, ભજન કરો સુખ માંહે રહી. ૮
સુર્ય બરાબર માથા પરે, ચડયો જુઓને એતો ખરે;
જમ્યા નથી હજી સુધી આપ, તેથી મુજને થાય સંતાપ. ૯
એમ મને લાગે મહારૂષી, ચાલો જમવવાને થઈ ખુશી;
દિવસના વાગ્યા છે બાર, માટે કરશો નહીં પલવાર. ૧૦
બોલ્યા યોગી સુણ રાજન, જમવા પ્રત્યે નહીં મુજ મન;
ક્ષુધા મુજને લાગે નહીં, ખરી વાત વીરતારી કહી. ૧૧
ભુખ્યાંને આપો ભોજન, પરમારથમાં રાખો મન;

એથી પરમેશ્વર ખુશી થશે, પૂર્વ જન્મનાં પાપો જશે. ૧૨
કહે રાજન સુણો મહારાજ, ભુખ્યું કોઈ દીઠું નવ આજ;
ફરતો ફરતો આવ્યો અહીં, ભુખ્યા જનને દીઠું નહીં. ૧૩
કહે યોગી ભુખ્યુ અહીં એક, જમાડતું રાખી વિવેક;
ભીક્ષુકી છે આશા નામ, તેની પાસે નહી કંઈ દામ. ૧૪
ઘણા વરસથી ભુખી ફરે, આ વગડામાં ભુખે મરે;
આવ્યો જાણ્યો તુને અહીં, તેથી અહીઆં ઊભી રહી. ૧૫
તેને દે તું આદરમાન, સુણ વાત મારી તું કાન;
તેને તૃપ્ત કરે નવ કોય, તો ક્યાંથી એ સુખમાં હોય. ૧૬
માટે એની ભુખ તું ભાગ, જમાડવાનો આવ્યો લાગ;
એને ખાવા કોઈ નવ કહે, સદાય તેથી દુઃખમાં રહે. ૧૭
તારી પાછળ ઊભી રહી, એમ વાત રાજાને કહી;
ફેરવી પુંઠ પુછે રાજન, ખાવાનું તારે શું મન. ૧૮
હતી પેટમાં મોટી ખાડ, શુષ્ક બનેલાં તેનાં હાડ;
નેત્ર ઊંડાને મોટું શીષ, રાખે સહુનાપર તે રીસ. ૧૯
રાજાએ જમવાને કહ્યું, ધ્યાન ભીક્ષુતનું ત્યાં ગયું;
કહે ભીક્ષુકી સુણ રાજન, જમવાનું મારે બહુ મન. ૨૦
ક્ષુધા લાગી છે મુજને ઘણી, જમાડ તું હે જગના ધણી;
પૂર્ણ રીતે ખવરાવે મુને, તો જમુ સાચ કહુંછું તુને. ૨૧
થોડું આપી રાખે ભુખી, તો દિલમાં થાઊં બહુ દુઃખી;
માટે જમવા ના કહે મુને, સાચી વાત કહુછું તુને. ૨૨

કહે રાજન સુણુ સ્રીજન, મન માન્યું આપીશ ભોજન;
જમીશ એટલું આપી શકું, માટે ચાલ જમવાને તું. ૨૩
કહે ભીક્ષુકી પૃથ્વી પતિ, અજ તમારી ક્યાં ગઇ મતિ;
તૃપ્ત મુજને કોઈ ના કરે, જમાડવા કાં આશા ધરે. ૨૪
સરત કરે તો હું તો જમું, તૃપ્ત થઈ તુજ પાયે નમુ;
જો થોડી ભુખી રાખીશ, તો તારો હું આસ કરીશ. ૨૫
આવી સરત જો હોય કબૂલ, તો કહેજે રાખીશ નહી ભુલ;
ભીક્ષુકીનાં સુણી વચન, રાજાએ વિચાર્યુ મન. ૨૬
ખાશે દશ વીસના જેટલું, વધુ પડશે તેને તેંટલું;
સરત કબુલ રાજાએ કરી, મનમાં મોટી હિંમત ધરી. ૨૭
શેવકને કહે છે રાજન, લાવો દશ વીસનું ભોજન;
જમાડવી છે આ ભીક્ષુકી, ભૂખે બની છે શરીરે સુકી. ૨૮
સેવક દોડી શહેરમાં ગયા, સમાચાર સર્વેને કહ્યા;
રસોઈની તૈયારી કરી, લાવી ભીક્ષુકી આગળ ધરી. ૨૯
પલવારમાં ખાઈ ગઇ બધું. પાત્ર માંહે તો કંઈના વધ્યુ;
ફેર ગયા લેવા ભોજન, ભીક્ષુકી નુમાન વામઃન. ૩૦
હાજર કર્યું સર્વે ખાઇ ગઈ, રાજાને મન ચિંતા થઇ;
ભંડારો સહુ ખાલી થયા, સમાચાર રાજાને કહ્યા. ૩૧
તો પણ રહી ભુખી ભીક્ષુકી, ખાણું ખાણું કહે માજા મુકી
સરહદનું ખુટયું અનાજ, નિરાશ પામ્યો માનવરાજ. ૩૨
નિરાશા અનુચરોએ કહી, કે ભીક્ષુકી ત્યાં સજ થઈ.

પૂર્ણું જમાડી નહીં તે મુને, માટે નક્કી ખાઈ જાઊ તુને.૩૩
રાજા આગળ દોડયો જાય, ને ભીક્ષુકી પુઠળ ધાય;
કાળું મોંને છે કુરૂપ, લાગે ભયાનક તેનું રૂપ. ૩૪
ભુખી છું હું ભુખી અતિ, ખાધા વિણુ મારી શી ગતિ ?
ભક્ષ કરૂં તારો રાજન, જમાડયું નહીં તે પુરૂં અન્ન. ૩૫
કબુલ કેમ કરી મુજ, સર્ત આજે નકી પામીશ મર્ત;
બીક ઘણી રાજાને મન, ત્યાં આવ્યું બિહામણુ વન. ૩૬
અહિંયાં કોણુજ રક્ષા કરે, દિલમાં શોચ અતિશે ધરે;
સંતાઊં હું તો કયે ઠામ, કે ભીક્ષુકી લે નહી નામ. ૩૭
નહી ભિક્ષુકી એજક્ષણી, એની બીક છે મુજને ઘણી;
જમાડવા મેં હીમત ધરી, એથી નક્કી જઇશ હું મરી. ૩૮
ઊગારનારો તું પરમેશ, ભકિત કરીશ હું તુજ હમેશ;
વળી વિચાર કરે રાજન, દોડયો જઊં યોગીને વન. ૩૯
એતો મુજ રક્ષા કરનાર, મુજ દુઃખ એ દિલ ધરનાર;
શ્વાસભેર આવ્યો રાજન, ઊગારજો હે જોગી જન. ૪૦
ભીક્ષુકીતો મુજને ખાય, આપ શરણે છું હું સદાય;
યોગી કહે તું ના ગભરાઇશ, ભીક્ષુકીનું હું તોડીશ શીષ. ૪૧
આવે નહીં તેતો મુજ પાસ, મુક બીકનો તું આભાસ.
રાજા ભય વિનાનો થાય, ચિંતા તેના ચિત્તથી જાય. ૪૨
સ્તુતિ યોગીની તે કરે, ભીક્ષુકીના ભયને હરે;
યોગી કહે છે સુણુ રાજન, તૃપ્ત કર્યું ના તેનુ મન. ૪૩

આશા પુરી શી રીતે થાય, જમાડતાં આ જગ ખાઇ જાય;
કોઇએ આશા તૃપ્ત ન કરી, તેં શા કાજે હિમત ધરી. ૪૪
કહે રાજન સુણો મહારાજ, સમજ્યો સર્વે વાતજ આજ;
ગુણ ગાય છે ત્યાં રાજન, યોગી થયા સદા પ્રસન્ન. ૪૫
સદ્બુદ્ધિ રાજાને થઇ, ભ્રાન્તિ સર્વે ભાગી ગઈ;
યોગેશ્વરનો થયો પ્રતાપ, દૂર થયા સરવે સંતાપ. ૪૬
રાજા સુખી થઈ ત્યાં રહ્યો, અહંકાર તેનો સહુ ગયો.
આશા તો પૂરણ નવ થાય, વિચારજો ડાહ્યા દિલમાંય. ૪૭

## દોહરો.

સુજ્ઞ વાંચકો સુણજો, કરી દિલમાં વિચાર.
તાત્પર્ય દૃષ્ટાન્તનું, ઊતરશો ભવપાર.

## ચોપાઈ.

મનુચંદ્રને જાણો મન, દેહપુર ગણો આ તન;
આશા ભીક્ષુકી છે આશ, આશ બનાવે સહુને દાસ.
તૃપ્ત કોઈથી તે નવ થાય, સર્વ સાર એમાં સમજાય;
પુત્ર તેહનો જાણો લોભ, રાખે નહી તે કો દિન થોભ.
એવું આશા જાણો નામ, સદા લોભનું કરતી કામ;
વાચક વર્ગ કરી વિચાર, આશા લોભને મારો ઠાર.

